યંગ ઈસમાઈલી વિદ્યા વિનોદ કબ્લ તરફથી ભેટ.

# સાલગ્રેહ સુધા નં. ૧



સંગ્રહ કરનાર:- **કાસમઅલી લધાભાઇ.**

( ૧૯૧૮ )

પ્રકાશક:- **કાસમઅલી લધાભાઇ.**

૧ લી આવૃતી [૧૦૦૦] ભીમડીવાળા બીલ્ડીંગ સેન્ડહર્સ્ટ રોડ—**મુંબઇ.**

Printed by Ratilal Harjivan Patel at "The Krishna Printing Press" 9 Anantwadi Bombay, 2.

# સાલગ્રેહ મુબારક



સાલગ્રેહના શુભ અવસરે ઈસમાઈલીયો ખુશ ખુશ ફરે
ઝગમગતી પાઘડી કોટ ને વળી પાટલુન ઉમદા ધરે
નેકટાઈ કોલર કંઠમાં ભભકો બધો લખલુટ છે
શોભાવનારા સુટને **વી. કે. મીઠાના બુટ** છે

દરેક જાતના સ્વદેશી અપ-ટુ-ડેટ બુટ, શુઝ અને સપાટા બાનુઓ, ગ્રહસ્થો અને બચ્ચાંઓને લાયકની તૈયાર છે.

એક વખત પધારી ખાત્રી કરો

બીલકુલ કીફાયત ભાવ

ઓરડરો ઉપર ખાસ ધ્યાન આપવામાં આવશે.

**વી. કે. મીઠાની કુાં૦**

ખોજા જમાતખાના સામે

મુંબઈ નાં૦ ૩.

હીઝ હાઇનેસ, નામદાર આગાખાન



# સર સુલ્તાન મહમદશાહ.

જી. સી. એસ. આઇ, એલ. એલ. ડી.

એન્ડ ફર્સ્ટ કલાસ ચીફ ઑફ ધી બોમ્બે પ્રેસીડેન્સી.



ઇસ્માઇલીયોના અડતાળીસમા **ઇમામ**

હાદીયુલ મેહદી, સાહેબુલ અમ્ર

ની

## ૪૧ મી મુબારક સાલગ્રેહ

નાં

## ધી વિદ્યા વિનોદ કલબનાં ખુશાલીના

મેલાવડા પ્રસંગે

તા. ૪-૮-૧૮ નાં દિન માટે ખાસ

રચવામાં આવેલા

# ગાયનો.

# ધી યંગ ઇસમાઇલી વિદ્યા વિનોદ કલબ.



# દિબાચો.



મજકુર કલબ તરફથી આપણા **હાજર ઇમામ**ની મુબા-રક સાલગીરીના ત્રીજી વખતના મેળાવડા પ્રસંગે થનાર જલસામાં જે ગાયનો સંભળાવવા માટે રચવામાં આવ્યા છે તેમાં કલબના પાંચ મેમ્બરોએ ભાગ લીધા છે. આએ સાલ ગાયન જોડનારાઓએ કંઇક વિશેષ કરી દેખાડયું છે તે એ કે ગાયનોમાં ઇસમાઇલી ધર્મના સિદ્ધાંતોને ટેકો આપનારા મોઝીઝાઓ ઇતિહાશીક બાબતો તથા વિરોધીઓને લાજવાબ રદીયા છે.

ગાયન જોડનારા શાયરો અને કવિઓ નથી, જો કે તેમના ગાયનોમાં સુધારો કરવા માટે મી૰ ઇબ્રાહીમભાઇ જુશબ વરતેજી મી૰ મહમદ અલીભાઇ હારમોનીયમ ટીચર તથા એક નામાંકીત ઉસ્તાદ

ની મદદ લેવામાં આવી છે, છતાં કાંઇપણ ભુલચુક રહી જવા પામી હોય તો તે તરફ ક્ષમા દ્રષ્ટિ કરવા વાંચકોને વીનંતી છે. ગાયન જોડનારાઓ તથા સુધારનારાઓનો આ તકે ઉપકાર માનવાની રજા લેવામાં આવે છે.

કલબનો ઉદ્દેશ પોતાની ફુરસદનો વખત રમત ગમતમાં ગુજારી પોતાના થાકેલા મગજને રાહત આપવાનો છે, ઉપરાંત પોતાના વિચારોને કેળવીને સુધારવાનો છે. સ્વકોમ અભિમાન અને સ્વધર્મ અભિમાનનો જુસ્સો બરપા કરવા માટે જાહેર ભાષણો કલબના મકાનમાં આપવાની રૂઢી ચાલુ કરી છે, તેમાં કોમ હીતકારક તથા ધર્મ બોધદાયક ઉપ્યોગી બાબતો હાથ ધરવામાં આવે છે. વિષયને લાયક લેકચરર તથા પ્રેસીડેન્ટ કોમમાંના ગ્રહસ્થોને ચુંટી કાઢવામાં આવે છે, તેથી કલબ કોમી સેવા બજાવતું એક ખાતું છે. તેને ઉત્તેજન આપવાની કેટલી જરૂર છે તે તા૦ ૯ મી જુન ૧૯૧૮ ના દીને કરવામાં આવેલા વારસીક જેનરલ મેળાવડા પ્રસંગે હાજર રહેલાઓ સમજી શકતા

હશે. છતાં રીપોર્ટ તથા કાયદા બુક છાપેલી છે તે મંગાવીને જોશો તો દરેકને ખાત્રી થશે.

સાધારણ મેમ્બર થનાર પાસેથી રૂા. ૧ તથા લાઇફ મેમ્બર થનાર પાસેથી રૂા. ૫૦) લેવામાં આવે છે. કલબને મોટા હોલની જરૂર છે અને તે માટે આપણી કોમના સખી વજુદ બુઝુર્ગ શેઠ મુખી લાલજીભાઇ દેવરાજ દરમાસે રૂા. ૫૦) પચાસ આપવા ની ઉમેદવારી જાહેર કીધી છે. પણ જ્યાં સુધી કલબની આવકમાં વધારો થાય નહી ત્યાં સુધી કલબ સારી સ્થિતીએ પહોંચી શકશે નહી. માટે વાંચક વર્ગમાંનાં દરેક જણને સાધારણ યા લાઇફ મેમ્બર બનાવવાની ફરજ કલબના મેમ્બરો બજાવશે.

આ તકે એક દીલગીરી ભરી નોંધ લીધા વગર રહી શકતા નથી કે કલબે કલકતાવાળા મી. કાશમઅલી લધા મામદના અકાળ મૃત્યુથી કલબે એક સાચો ખેરખાહ ખોયો છે. ખુદા તેમના રૂહને શાન્તી આપે. આમીન ! !

આશા છે કે તેમના ભાઇ મી. જાફરભાઇ તેમને પગલે ચાલી કોમને દીપાવશે અને કલબ પ્રત્યે પોતાના મરહુમ ભાઇ મીસાલ દીલસોજી ધરાવતા રહેશે.

કલબે મગરૂરી લેવાની છે કે કલબના મેમ્બર મી. ધરમશીભાઇ પુંજા જસરાજના પીતાશ્રીએ એક લાખ (૧૦૦૦૦૦) ની ગંજાવર રકમ આપણા હાજર ઇમામને સોંપવાની અને કોમી લાભ અર્થે વાપરવાની ઉમેદવારી જાહેર કરી છે, અને રૂ. (૧૦૦૦૦) દશ હજાર રાજકોટના જમાતખાનાના બાંધકામ માટે કાઢી આપ્યા છે. મજકુર એક લાખની રકમનો આપણા હાજર ઇમામ પોતાની મરજીમાં આવે તેવી રીતે કોમના લાભ ખાતર ઉપયોગ કરે. જીવોનો ઉદ્ધાર થાય તેવી યોજના ઘડી કહાડી, તે રકમનો સદઉપયોગ આપણા હાજર ઇમામના મુબારક હાથે થાય એવા ઉમદા વિચારો માટે સખી નર મુખી પુંજાભાઇ જસરાજને મુબારકી ઘટે છે, અને શું વ્યવસ્થા થવાની છે તે તેઓ જો જાહેરમાં મેલશે તો કોઇને વીમાસણમાં રહેવાનું કારણ મળશે નહીં.

છેવટે આપણા હાજર ઇમામની ૪૧ મી સાલગ્રેહનો ખુશાલીનો જલસો આજ દીને કલબના હોલમાં કરવામાં આવ્યો છે તેમાં હાજરી આપનારાઓનો તેમજ લાયબ્રેરી હોલને માટે તેમના કાર્યવાહકોનો ઉપકાર માનવામાં આવે છે.

લી સેવક,

**કાસમઅલી લધા લખમસી,**

ઑ. સેક્રેટરી.

તા૦ ૪ થી
આગષ્ટ ૧૯૧૮

મેનેજીંગ કમીટીના મેમ્બરો.

**મી૦ એમ. જે. નગીનાવાળા**-ચેરમેન.
**મી૦ કાસમઅલી લધા લખમશી**-ઑ. સે.
**મી૦ કાનજી મીઠા જીવાણી**-ખજાનચી.
**મી૦ રહેમતુલ્લા બાના અંજારીયા.**-ઑડીટર.
**મી૦ અબદલ્લા જાફર લખપતી.**
**મી૦ રહેમતુલ્લા વાલજી ચારણીયા.**
**મી૦ કાશમ મામદ દાઉદાણી.**
**મી૦ પીરમામદ વીરજી હાજીઆણી.**
**મી૦ એ. આઇ. મોદી.**
**મી૦ નુરમામદ ભાઇ બાબુલ સોમજી.**




# ધી યંગ ઇસમાઇલી વિદ્યા વિનોદ કલબ.



## સાખી.

ત્રીજી ઓગષ્ટ તારીખે, થનગન થાવર વાર; !
એકતાળીસમી સાલગ્રેહ ! જહુર અલામત સાર !
નુરેઅલી, મહેદી ઝમાં ! ઇમામ સાહેબે વક્ત !
મૌલાના સુલ્તાન શા, ઝળકો ઇમામત તખ્ત !

"વરતેજી"



## ઠુમરી.

આજ દીન ખુશાલી શોભા—આજદીન,

સુલતાં ગુન આ...જ ગાવો, મીલકે ગાવો—આજ૦

પડત હું મય તુમારે પૈંયા,

આવો પ્યારે સુલતાન સૈંયા,

તુમ દરશકે પ્યાસે નયના,

સુલતાંપે બલઝૈયા—આજ૦

"ગુલામ."



# કવ્વાલી.



" લાઝીમ ન થા યે તુમકો, દીલ લે કે દગા કરના:-તર્જ "

**સુલ્તાંપે** જાન અપની, કૂરબાન કીયા કરના;
દિદારે તમન્ના મેં, મરના યા જીયા કરના.

વહેદતકા જામ પીના, ઔર મસ્તે અલસ્ત રહેના;
દિન–રાત જામ ભરના, પીતેહી પીયા કરના.

પડના તો ઉન્કા કલ્મા, જપના તો ઉન્કી માલા;
લયલો નિહાર લબસે, બસ નામ લીયા કરના.

દિલકા ન કહા કરના, ઉન્કાહી કહા કરના;
ફરમાંપે ઉન્કી હરદમ, દિલજાન દીયા કરના.

અએ 'અબ્દ' અગર ચાહે, વહેદત મેં વસ્લ હોના;
**સુલ્તાંકે** કદમપે સર, કૂરબાન કીયા કરના.

" અબ્દ "



## સાખી.

તારક આખા જગતના મહમદશાહ સુલતાન.
"રહમ" કરી અમ અબ્દને દેજો અવિચલ સ્થાન.

( હવે અમે જાશું અલબેલી રાહ )

કુસુમો કોમળ કરઝાલી—૨
દિલબર દિલ આરામ સાહેબને
વ ધા વો ને વ્હા લી—કુસુમો.

અમિભરી આંખલડી શાહાની
નિ ર ખી ઉ ર છ લ કા ય
સખીઓ ! મન મારૂં મલકાય
સુલતાન શાહ સુંદિર અલબેલા
તુ જ પ ર સ ર કુ ર બા ન
"રહમ" કર મોંઘેરા મહેમાન—કુસુમો.

રહેમ.

## ગઝલ.

( નબી હમને પાયા ખુદા કહેતે કહેતે—એ રાગ.)

મુજેહ અપના જલવા દીખા પ્યારે સુલતાં,
મુજેહ અપના શયદા બના પ્યારે સુલતાં—મુજેહ અપના.
તું માલીક હમારા, હમ આંસીહએ તેરે,
ભલે યા બુરે હંએ બચાં પ્યારે સુલતાં—મુજેહ અપના.
બદીસે બચાના, ગમીકો હટાના,
મેરે દીલસે દોનો ભુલાં પ્યારે સુલતાં—મુજેહ અપના.
મુજે ખ્વાબે ગફલતસે તુને જગાયા,
કીયા મુજપે એહસાન હાં પ્યારે સુલતાં—મુજેહ અપના.
જુદાઇ તેરી અબ નહિં હએ ગવારા,
રૂલાયા બહોત, અબ હંસા પ્યારે સુલતાં—મુજેહ અપના.
શબોરોજ તસબીહમે પડતેં હએ મોમીન,
રહમ કરકે જલદીસે આ પ્યારે સુલતાં—મુજેહ અપના.
ખુદાકા નશાં હમને તુંજહીમે પાયા,
બદોલત તેરે ઇસ્મકા પ્યારે સુલતાં—મુજેહ અપના.

પીલાવો નશાં જીસ્સે "તુંહી તુંહી" હો

મેરી મઐકો, મઐસે મીટા પ્યારે સુલતાં—મુજેહ અપના.

રહું મંએ ન બાકી નમેરા નશાં કુચ્છ,

સબક વોહ તું મુજકો પડા પ્યારે સુલતાં—મુજેહ અપના.

મેરી મુસ્કીલોંકો તું આસાન કરદે,

તેરા નામ મુસ્કીલ કુશા પ્યારે સુલતાં—મુજેહ અપના.

તમન્ના નહિં મુજકો દુનીઆસે પ્યારે,

મેરે દીનો ઇમાન હાં પ્યારે સુલતાં—મુજેહ અપના.

તેરે નુરકે દીદકા પ્યાસા "જુમ્મા",

તેરા દર્શ મુજકો દીખા પ્યારે સુલતાં—મુજેહ અપના.

રચનાર-**જુમ્મા બાના અંજારીયા.**



" પપૈયા ! કાંહે મચાવે શોર. " એ રાહ.



કોકીલા !

બોલ અનેરા બોલ ! ......કોકીલા !

સાહેબની સ્નેહાંજળી ઝીલી; (૨)
ડાળે ડાળે ડોલ ! ... ...કોકીલા !

મંજુલ જુલે જુલી જુલાવી; (૨)
દિવ્ય દિલડાં ખોલ ! ...કોકીલા !

આત્મવિણા સંભળાવ સુરીલી (૨)
આજ મોંઘેરે મોલ ! ...કોકીલા !

સાલગીરી સુધા ઝીલી અમોલી (૨)
"અબ્દ" કરે કલ્લોલ ! ...કોકીલા !

"અબ્દ"

# " બાપુ ! "

## સાખી.

આપ ઉધ્ધારણ સર્વના, શહેનશાહ સુલતાનઃ
દર્શન આપી "અબ્દ"ને, 'રહમ' કરો દિલજાન.

(ગઝલ.)

વિલાયત ને વિસારીને, હવે ઝટ આવશો—બાપુ !
કકલતા રંક બાલુડાને, ના તરશાવશો—બાપુ !
નિહાળી ઇન્દુ આકાશે, કુસુમો જ્યમ વિકશે છે;
બતાવી જ્યોત નૂરાની, હૃદય વિકસાવશો—બાપુ !
ઝળકતું સુર્યસમ મુખડું, નિરખવા નયન તલસે છે;
મિલાવી નયનથી નયનો, હૃદય હરખાવશો—બાપુ !
તમારા આ તનુજો સૌ, બન્યા તમ દર્શવિણ ઘેલાં;
હવે હિંદમાં પધારીને, દયા દિલ લાવશો—બાપુ !
તમારા હુકમપર કુરબાં, સદા દિલજાન આ કરશું;
અમિમય આંખ દ્રષ્ટિથી, 'રહમ' વરસાવશો—બાપુ !

"રહમ"

# રૂહાની—સંદેશો.



**( સોદાગર શાણા સાચાં મોતી તું મને દેજે-એ રાગ. )**

સંદેશો મારો સુલતાન શાહને પુગાડો,
અર્જંટ રૂહાની સંદેશો તારમાં પહોંચાડો..........સંદેશો

કહેજો કયા મંદિરીયામાં કુશળ ક્ષેમ તો છૈયે,
પણ આ પીંજર પડી જશે તો કેશવ કયાં જઇ રહીએ...સંદેશો.

મોહજાળના બંધનમાં તો મૃત્યુ થકી ના ડરીએ,
ગેરંટી વીણ રહ્યા ગામમાં દુઃખડાં કોને કહીએ........સંદેશો.

ખાતે પીતે સુતે બેઠે, બહુ બહુ વાતો કરીએ,
ડહાપણમાં તો લાહ્યજ લાગો વધુ વિચાર ન કરીએ...સંદેશો.

ભુલ્યા ભટકયા લખચોર્યાસી ફેરા ફરતા રહ્યા,
તમ શરણે રહી માનવ દેહીમાં મુકત થવાનું ભુલ્યા...સંદેશો.

પીંડ પડે ને હંશો ઉડે ત્યારે રક્ષા કરજો,
લખચોર્યાસી ફેરા ફરતો રૂહ શરણમાં લેજો .........સંદેશો.

**" મુસાફર. "**

## * કવ્વાલી.

**( ફના કયસી બકા કયસી, જબ ઉસકે આશના ઠયરે–તર્જ.)**

ખુદી સે જબ હુવા બે ખુદ, અજબ જલ્વા વહાં દેખા;
અલી કે નૂર મેં પિનહા, મહંમદ કા નશાં દેખાં.
નબીકા **"લહમકા લહમી"** નબીકા **'જીસ્મકા જીસ્મી;'**
નબીકા " **રૂહકા રૂહી** " અલીમે મુરતઝા દેખા.
અલીકી હમનશીની મેં, મહંમદ જબ્કે આ બએઠેં;
**મદીને ઇલ્મ મહમદકો, અલીયુન બાબહા** દેખા.
**અના અહમદ બીલામીમકા**, દહનસે જબ સુખન નીકલા.
વિજુદે મુસ્તફા મેં ખુદબખુદ, મૌજુદ ખુદા દેખા.
અલી મહમદ ખુદા કો **"અબ્દ"** કયું કર અબ જુદા સમજે;
જુદાહય વો ખુદાસે જો, જુદા સમજા જુદા દેખા.

"**અબ્દ**"



---

* Things which are equal to the same things, are equal to one another.

## ગજલ.

**( ન તડપ રીશકે બુતમે દીલે બે કરાર સોજા. )**

સુલતાન શાહ હમારા, વહેલા પધારો હિંદમાં,
વાટુ તમારી જોતાં, થાકયા પધારો હિંદમાં.
આશાપર આશા આપી, તલપાવી તો રહ્યા છો,
તરસી રહી ઉમેદો, વહેલા પધારો હિંદમાં.
દરીયો કહી તોફાની, અમથા કરોછો બહાના,
છો સર્વ શક્તિવાળા, વહેલા પધારો હિંદમાં.
નમેરાં હવે ન થાતા, મહેર કરો મોરારી.
નમી નમીને વિનવું, વહેલા પધારો હિંદમાં.
સાલગ્રેહ શુભ પ્રસંગે, યાચે "ગુલામ" ઉમંગે,
વાયદો હવે ન કરતાં, વહેલા વધારો હિંદમાં.

**ગુલામહુસેન મુખતાર નાનજી કલ્યાણ.**



## ( તુને કયા કીયા મુજકો બતાદે પરી મેરા ચયન ગયા મેરી નીંદ ગઇ )—એ તર્જ.

ગન્જે પીનહાં થાતું સબસે પહેલે ખુદા,
કનઝન મખફીઅનસે ઇફ્તેખાર કીયા. ૧

ફીર નજ મુલ કુતુબમે સમાએ દીયા,
ખુદહીકો દુન્યામે ઇઝહાર કીયા. ૨

અ લસ્તો બે રબ્બે કુમ તુને કહા,
રૂહોંસે મુખાતીબ હોકે ખુદા. ૩

નુરે મોહમદસે પાકે હીદાયત,
કાલુ બલાક એકરાર કીયા. ૪

તુને નુર મુનવ્વર અપના કીયા,
જબ કાલીબે આદમ મે જલવા દીખા. ૫

ઇબ્લીશ ઇસ ધોકેમે કરકે ખતા,
ઔર સીઝદેસે તો ઇન્કાર કીયા. ૬

જબકે નુર શજરપે સમાયા અપના.
કોહે તુરપે જલવા દીખાએ દીયા. ૭

મનજુર કરકે દાવત આશકકી,
મુશાકો તો શર્મસાર કીયા. ૮

વજહુલ્લાહ કહેતા હએ તુજકો કોઇ.
કોઇ શેરે ખુદા કોઇ દસ્તે ખુદા. ૯

તુને વકતે મહેરાજ અર્શપે હાં.
અપના જાહેર હી ઇસરાર કીયા. ૧૦

હય યેહ નુકતા અજબ દેખો શાને ખુદા.
કે ન જાનો ખુદાસે અલીકો જુદા ૧૧

જન્ગે ખૈબર મે નાદે અલીકો પડા.
નબી મુસ્તફા જબ ઇંતેઝાર કીયા. ૧૨

ન ચરિંદે પરિંદે ન જીન્નોપરી;
નથે મખ્લુક આદમ અર્શોબરી. ૧૩

જીબ્રાઇલ પર પાયા દોબારા નરી.
ઉસ્તાદ અલી કો કરાર કીયા. ૧૪

આદમ સે પહેલે અંગુસ્તે બંધી.
મસ્ત દેવકો આપને શાન દીખા. ૧૫

વોહી શકસે અલી હમ ઉકેદે ખુદા.
અયજાઝ દીખા રસ્તગાર કીયા. ૧૬

હમ તુજ કો કહે કયું ઝાતે બશર.
તુ હઓ માલીકો કૌનેન જીન્નો બશર. ૧૭

તુહએ મુખતાર માલીકે રોજે હશર.
તુને સુલતાન નામ અખતિયાર કીયા. ૧૮

"ખાદીમ"



* 

## કવ્વાલી.

**સુલ્તાં**કી સોહની સુરત, મેરે દિલમેં સમાઇ હય,
**મૌલાકી** મોહની મુરત, મેરે મનમેં જમાઇ હય.
કરેંગે તેરી પુજા હમ, ઝુકાએં તુઝકો ગરદન હમ,
હમારે દિલકે મંદિરમેં, મુરત તેરી બીઠાઇ હય.
*"ૐ" કે નકશમેં પિનહાં, **અલી**કે નકશ કો દેખા,
બિરેહમન તોડ કર બુતકો, તુઝે ગરદન ઝુકાઇ હય.
બનાયા કત્રેસે દરિયા, મેરે ઇસ પીરે કામીલને
યે હય મોજેઝનુમાઈ યા, ખુદાકી ખુદ ખુદાઇ હય.
**અલી અલ્લાહ** કહેતેહી, અય "**અબ્દ**" દમ નિકલજાએ,
દુઇકે પરદે ઉઠ જાએ, તો વહેદતમેં સમાઇ હય.
"**અબ્દ.**"



## ( મએ તો શીરીકા હું દીવાના )—તર્જ.

સચોપે ઇલિઝામ લગાના
અબસ હએ અદુકા બહાના—સચોપે.

શયર.

જગાયા ખ્વાબે ગફ્લતસે, ફીદાઇને જો શંજરકો*
કે ઉઠતે હી પાયા સીરાનેપે, તેજદાર ખંજરકો.
થા લાખોકા જાન બચાના—સચોપે.

શયર.

ઇન્સાફ હાં † સબ્બાહકા, કયા સાફ સાફ થા,
બદકાર લડકે કો કત્લ કીયા, કયા અવ સાફ સાફ થા.
હયેફ હય ઇસે અયબ લગાના—સચોપે.

શયર

શરાબો ઝીના કે લીયે, જીસકો અયસી નફરત હો,
ફીરદોસે બરીમે કયુંકર, ફીર રગ બતે અયશો ઇશરત હો.
ગલત હએ હોના મરતાના—સચોપે

---

* સુલતાન શંજર. † હસનબીન સબ્બાહ.

શયર.

ના કામ થા જો મુકામ, વોહ આરામ કરદીયા.
ગાદી બનાકે હાદીકી, સર અંજામ કરદીયા.
જીસે અદુને ફીરદોસ હય જાના—સચોપે.

શયર

તાતારીયોને બે ગુનાહો પે નાહક શમશીર ચલાઈ,
કયા રાસ્ત હયે કહેના ઉન્હીસે, હુઇ ખલ્કકો રેહાઇ.
ફુજુલ હય હકકા છીપાના—સચોપે.

શયર.

શેખુલ જબાલો વારસોને, દાવા ન કીયા ઇમામકા,
જીકરીયા સલામ હસન નેજો રીવાજ દીયા સલામકા.
ન માને કયું આકીલો દાના—સચોપે.

"ખાદીમ"



## કવ્વાલી.

### (મેરી આંખોમે મદીના, શકલે એહમદ દીલમેં હય—તર્જ.)

—o—

નૂરે **સુલતાને મહમદ,** જલ્વેગર આંખો મેં હય;
નકશ એ કૈનો મકાં, વો બહેરોબર આંખો મેં હય.

મેહવે હયરત હય તમામી, રૂએ રોશન દેખકર;
હએ ગુલે રૂખસાર યા, શમ્શો કમર આંખો મેં હય.

નઝરો મેં મેરી સમાયા, હય તું હરસુ જલ્વેગર;
હય દિમાગો દિલમેં તું, જાનો જીગર આંખો મેં હય.

કયું પીયા આતે નહિ હય, હો ગઈ મુદ્દત બસર;
તેરી આમદકા યે તારે, મુન્તેઝર આંખો મેં હય.

ઇસ કદર રોતા હય 'અબ્દ' તેરી ફુરકત મેં **શહા;**
એક દરિયા હય કે દિદા, ચશ્મેતર આંખો મેં હય.

"અબ્દ"

મરહુમ હુશેનઅલી બાના અન્તરીયાએ રચેલું ગાયન
સુધારા વધારા સાથે.

## કવ્વાલી.



હર એક જાં શૌર હએ બરપાં, મોહમદ શાહ સુલતાંકા,
દો આલમમેં ગેહી ચરચા, મોહમદ શાહ સુલતાંકા.
તું અએ દીલ ગરજો હએ શયદા, ઉસી મહબુબ જાનીપર,
ન હરગીજ છોડ દરવાજા, મોહમદ શાહ સુલતાંકા.
શ રા બે  મા રે ફ ત કી, કએરીયત મુજસે કોઇ પૂછે,
પતા ઉસકો બતાદુંગાં, મહમદ શાહ સુલતાંકા.
જમાનેકી હવા કએસી હી ચલ જાએ મેરે સરપર,
વઝીફા મંએ ન ભુલુંગા, મોહમદ શાહ સુલતાંકા.
હુશેન હો આરઝુ દીદારકી, તુજકો શીદક દીલસે,
વઝીફા દમ બદમ પડના, મોહમદ શાહ સુલતાંકા.



( જબ દીલહી નહો કાબુમે તો કયા મેરી ખતા હય વો શાને ખુદા–તર્જ. )

તુરે ખુદાકો આશકોને હાં મૌલા હય માના
હાં મૌલા હય માના.

અલીયુલ અઝીમકે રમ્ઝમે, વોહ આલા હય માના
વોહ આલા હય માના.

આલાસેઅલી નામ થાજો, અસ્માએ હુસ્નામે
હાં અસ્માએ હુસ્નામે.

મારેફત કી ચશ્મોસે, હકતાલા હય માના
હાં હકતાલા હય માના.

થે અહલે સફાકે રહેનુમાં, પયમ્બરે ઝમાં
હાં પયમ્બરે ઝમાં.

સુફીઓને મુરતઝાકો, તજલ્લા હય માના
હાં તજલ્લા હય માના.

નહી સીવા સુલતાંકે ઝુરરીયતે ઇમામ હએ
યે સહી કલામ હએ.

નસ્લે અલી આલે નબીકા, કબીલા હય માના
હાં કબીલા હય માના.

"ખાદીમ"

## (મારા તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે)—એ રાહ.



મારા તનમાં મનમાં નિરખું છું હરખું છું,

સુલતાન શાહ પ્રભૂ જ્યોતિ.........મારા૦

શીશ ઝૂકાવ્યું મેં શાહાજી ચરણે;

કૃષ્ણ સ્વરૂપને ગોતી................મારા૦

બલહારી જાઉં સુલતાન રાય,

જોઇ જીગર હરખાય;

આવો! હવે સ્વામી આત્મ વિદ્યોતિ,

"**હંસમુખ**"નાં મોંઘા મોતિ..........મારા૦

રચનારઃ—**હાશમઅલી** ઉર્ફે **હસમુખરામ** તે નવી
ઇસમાઇલીયા જમાતના કામડીયા.